# ॥ श्री हरनाथ पूजन विधि ॥

तथा

## ॥ स्तोत्र. ॥



ગુજરાતી ભાષાંતર સાથે

રચનાર

તથા

પ્રસિદ્ધ કરનાર,


વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજી

ગાયકવાડ સરકારના ધર્મોપદેશક



વડોદરા

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

વૈદ્ય ભગવાનલાલ નાભુરને છાપ્યું

સુબોધિની પ્રેસ, ૫૨ બજારગેટ, કોટ—મુંબાઈ.

કિંમત અમુલ્ય.

# ॥ श्री हरनाथ पूजनविधिः ॥



अथ ध्यानम्—

ध्यायेत्सत्य स्वरुपं च ब्रह्मरूपं गुणान्वितं ।
वृंदावन समं हेम सुखीस्थं बरदायकम् ॥ १ ॥
शुद्धवर्ण दिव्यवासं राधारमणरूपिणम् ।
हरनाथं दिव्यमूर्तिं कुसुमप्रभयायुतम् ॥ २ ॥

आवाहनम्—

आगच्छहरनाथत्वं पुष्पदेव्याःसमन्वितः ।
यावत्पूजांकरिष्येहं तावत्रात्रस्थिरोभव ॥ ३ ॥

आसनम्—

सुवर्णरजतैर्युक्तं क्षौम वस्त्र विभूषितम् ।
आसनंगृह्यतांदेव हरनाथ नमोस्तुते ॥ ४ ॥

# શ્રી હરનાથ પૂજન વિધિ.



ધ્યાન—સત્ય સ્વરૂપ સર્વ સદ્‌ગુણમય, બ્રહ્મરૂપ વૃંદાવન સમાન સોનામુખીમાં રહેનાર શુદ્ધવર્ણયુક્ત દિવ્ય વસ્ત્ર ધરનાર અને **શ્રી** રાધાકૃષ્ણરૂપ શ્રી કુસુમ કુમારીના તેજયુક્ત શ્રી 'હરનાથ મહારાજ શ્રીનું ધ્યાન કરવું. ૧–૨.

આવાહન—હે હરનાથ મહારાજ આપ શ્રી કુસુમ કુમારી સહિત આંહી પધારી જ્યાં સુધી અમો પૂજન કરીએ ત્યાં સુધી સ્થિર થઈ બીરાજો–૩

આસન—સોનેરી અને રૂપેરી જરીથી ભરેલ રેશમી વસ્ત્રથી શોભિતું આપને માટે આસન તૈયારછે તે ગૃહણ કરો હે હરનાથ આપને નમસ્કાર છે ૪

पाद्यं—

हरनाथ नमस्तेस्तु भक्तानांभयप्रद ।
पाद्यं गृहाण देवेश ममसौख्यंविवर्धय ॥ ५ ॥

अर्घ्यं—

कार्यकारणरूपस्त्व मिन्द्रियाणामधिश्वर ।
हरनाथमयादत्तो अर्घोयंप्रतिगृह्यताम् ॥ ६ ॥

आचमनम्—

सर्वतिर्थस्वरूपंच सर्वसंतापहारकम् ।
हरनाथमयादत्तं जलमाचम्यतां विभो ॥ ७ ॥

पंचामृतस्नानम्—

पंचामृतैःपरंस्नानं हरनाथदयानिधे ।
पुष्पदेव्यासमायुक्त गृह्यतांपरमेश्वर ॥ ८ ॥

पयस्नानम्—

कामधेनूभवंदुग्धं सर्वेषांतृप्तिदायकम् ।
स्नानार्थं च मयादत्तं हरनाथप्रगृह्यताम् ॥ ९ ॥

પાદ્ય—હે ભકતોને અભયદાનને આપનાર હરનાથ અમો આપને ચરણ ધોવાને જે જલ આપીએ છીએ તે આપ ગૃહણ કરો અને અમારા સુખનો વધારો કરો–૫

અર્ધ્ય—હે હરનાથ આપ જગતના કાર્ય અને કારણ-રૂપ છો. તેમ ઇન્દ્રીઓના અધિષ્ઠાતા (સ્વામી) છો જેથી એના નિમિત્તરૂપ હેતુસૂચક જે અર્ઘ્ય આપીએ છીએ તે આપ ગૃહણ કરો–૬

આચમન—સર્વ તિર્થરૂપ અને સંતાપ મટાડવાના ચિન્હ રૂપ આસન આપીએ છીએ તે હરનાથ આપ ગૃહણ કરો–૭

પંચામૃતસ્નાન—હે દયાનિધિ હરનાથ આપની દયાની નિશાનીરૂપ પાંચ અમૃતરૂપ પંચામૃતનું સ્નાન આપને આપીએ છીએ તે શ્રી કુસુમ કુમારી સહિત આપ સ્વિકારી કૃતાર્થ કરો–૮

પયસ્નાન—પંચામૃતમાં પ્રથમ સર્વને જન્મથી તૃપ્તી આપનાર કામધેનુ (ઇચ્છા પૂરી કરનાર દૈવી તત્ત્વ) એ પ્રગટ કરેલ એવું દૂધ સ્નાન માટે અર્પીએ છીએ હે હરનાથ તે સ્વીકારી ઇચ્છિત તત્વ પદ રૂપ પ્રથમ અમૃત આપનાર બનશો–૯

दधिस्नानम्—

सर्वेषां देवमर्त्यानां प्रियंचंद्र समं दधिः ।
हरनाथ मयादत्तं स्नानार्थं प्रतिगृह्यताम् ॥ १० ॥

घृतस्नानम्—

आज्यं हविश्यं परमं आहार्यं सर्व तृप्तिदं ।
स्नानार्थं गृह्यतांदिव हरनाथ नमोस्तुते ॥ ११ ॥

मधुस्नानम्—

वनस्पति रसोद्भूतं क्षौद्र ममृतसन्निभं ।
निवेदितं च स्नानार्थं हरनाथ प्रगृह्यताम् ॥ १२ ॥

शार्करास्नानम्—

इक्षुकांडरसोद्भूतं दिव्यशर्करया विभो ।
स्नानं समर्पयाम्यद्य हरनाथ नमोस्तुते ॥ १३ ॥

गंधोदकस्नानम्—

कर्पूर वासितं तोयं सुगंधिद्रव्य संयुतम् ।
गंधोदकं मयादत्तं हरनाथ प्रगृह्यताम् ॥ १४ ॥

દધિ સ્નાન—હે હરનાથ સર્વ દેવ અને મનુષ્યોને પ્રિય અને ચંદ્ર સમાન ઉજ્વલ દહિનું સ્નાન આપને કરાવું છું તેથી ઉજવલ અને પ્રિય વસ્તુ અર્પવારૂપ બીજા અમૃતના આપનાર આપ બનશો-૧૦

ઘૃત સ્નાન—હે હરનાથ ઘીહવિષ્ય એટલે યજ્ઞને મુખ્ય ઉપયોગી તેમજ મનુષ્યને ભોજનમાં પણ તૃપ્તીપ્રદ છે તેથી જ્ઞાન યજ્ઞ દ્વારા અંતર તૃપ્તી અને ભોજન દ્વારા બહારની તૃપ્તીના સાધનરૂપ આ બીજું અમૃત આપ શ્રી પાસેથી મેળવવા માટે ઘૃત સ્નાન કરાવીએ છીએ તે સ્વીકારશો આપને નમન છે-૧૧

મધુસ્નાન—હે હરનાથ વનસ્પતિના રસથી થયેલ દિવ્ય ઔષધ રૂપ મધથી સ્નાન કરાવી અંતરને બહારના રોગ નિવારણ રૂપ ચોથું અમૃત મેળવવા ઈચ્છીએ છીએ તો તે સ્નાન ગ્રહણ કરશો-૧૨

શર્કરા સ્નાન—હે હરનાથ શેરડીમાંથી ઉત્પન્ન થયેલ સાકરનું સ્નાન કરાવી અમારા અંતરમાં અને જીભમાં મીઠાશ અર્પવા રૂપ પાંચમું અમૃત મેળવવા અમો ઉત્કંઠા રાખીએ છીએ તો તે સ્નાન સ્વીકારશો આપને નમનછે-૧૩

ગંધોદક સ્નાન-હે હરનાથ કપૂર અને અત્તર ગુલાબજળ કેસર આદિ સુગંધી દ્રવ્યથી આપને સ્નાન કરાવી અમો અમારા અંતરમાં ભક્તી, પ્રેમ, શ્રદ્ધા અને વિવેકાદિ સુગંધી વધે એ અમો ઈચ્છીએ છીએ તો તે સ્નાન આપ ગ્રહણ કરશો-૧૪

वस्त्राणि—

वेदमंत्रस्वरूपाणि सामसंयोजितानिच ।
सर्ववर्णप्रदानि च वासांसिप्रतिगृह्यताम् ॥ १५ ॥

यज्ञोपवीतं—

ब्रह्माविष्णुशिवेनैव योजितं त्रिगुणात्मकं ।
दत्तं यज्ञोपवीतं तद्गृह्यतां श्रीहरप्रभो ॥ १६ ॥

चंदनं—

कुंकुमेन समायुक्तं कर्पूरेण सुवासितं ।
चंदनं गृह्यतां देव हरनाथ नमोस्तुते ॥ १७ ॥

अलंकाराः—

हिरण्येन समायुक्तान् सद्रत्नैश्चविभूषितान् ।
अलंकारान् मयादत्तान् हरनाथ प्रगृह्यताम् ॥ १८

पुष्पाणि—

मल्लिका केतकी जाती बह्ल्यादी कुसुमानिच ।
पुष्पदेव्या समायुक्त हरनाथ प्रगृह्यताम् ॥ १९॥

વસ્ત્રો—વેદના મંત્રો રૂપી આપશ્રીને વસ્ત્રો જે અર્પીએ છીએ તેમાં સામ વેદના મંત્રો અને ગાન રૂપ જુદા જુદા રંગ પૂરેલ છે તેવાં વસ્ત્રો આપી અમારા અંતરમાં તે દિવ્ય ધ્વની સદા વસે એ અમારી આકાંક્ષા છે-૧૫

યજ્ઞોપવીત—સત્વ રજ અને તમ એ ત્રણે ગુણના અધિષ્ઠાતા વિશ્નુ બ્રહ્મા અને શંકર એ ત્રણે દેવના તત્વોનું જેમાં નિર્માણ છે એવી ત્રણ ગુણ (તાતણા) વાળી જનોઇ આપને અર્પણ કરીએ ત્રણે દેવોનું ઉચ્ચ તત્વ અમારી પાસે રહે એ માગણી કરીએ છીએ જેથી આપ જનોઇ ગ્રહણ કરશો-૧૬

ચંદન- હેહરનાથ કેસર અને કપૂરની સુગંધીયુક્ત ચંદન આપશ્રીને આપી તેવી પવિત્ર સુગંધ અમારી પાસે રહે તે માગણી કરીએ છીએ જેથી ચંદન સ્વીકારશો-૧૭

અલંકાર—હીરાજડિત સુવર્ણના અલંકાર અમારા ગ્રહણ કરી ઓ પ્રભુ હરનાથ અમારી અંતર લક્ષ્મી વધારજો કે જેથી પવિત્ર ફરજને અંગે દયા અને દીનતા દ્વારા દાન કરવાને અમારૂં અંતર પ્રેરાય-૧૮

પુષ્પ—હે કુસુમ કુમારી સહિત હરનાથ મલ્લિકા કેતકી અને વેલ આદીના ફૂલ અને તેની માળા અમો અર્પીએ છીએ અને એ માગીએ છીએ કે સુગંધી ફૂલની સંગતીથી જેમ તેના તાતણાની આપની ડોકમાં જવા રૂપ કીંમત વધે છે એમ સુગંધ અર્થાત સદ્દ પુરૂષના સમાગમ કરાવી તે દ્વારા અમો આપ ચરણને લાયક બનીએ તેમ કરશો-૧૯

धूपं—

सुगंधद्रव्यसंभूतो धूपः सौगंधसंयुतः ।
गृह्यतां हरनाथ त्वं देवानां हृदयंगम ॥ २० ॥

दीपं—

घृतेन पूरितं दीप्तं वन्हिनावर्ति संयुतम् ।
दीपं गृहाण लोकानां ध्वांतघ्न सुमनस्पते ॥ २१ ॥

नैवेद्यं—

घृतेन परिपक्वान्नं शुद्धं शर्करयायुतम् ।
नैवेद्यं गृह्यतां देव हरनाथ दयानिधे ॥ २२ ॥

नैवेद्याचमनं—

सर्व संताप हारंच यामुनं निर्मलं जलम् ।
दत्तमाचमनं तेन प्रीयतां सुमनस्पतिः ॥ २२ ॥

दक्षिणा—

सुवर्ण रजताख्यां च दक्षिणां पुष्परूपिणीं ।
गृह्यतां हरनाथत्वं परमानंद हो भव ॥ २४ ॥

ધૂપ—હે હરનાથ સુગંધી પદાર્થોથી બનેલો આ સુગંધી ધૂપ આપ ગ્રહણ કરશો અને અમારા હૃદયમાં પવિત્ર સુગંધી ફેલવશો-૨૦

દીપ—હે કુસુમ પતિ હરનાથ ઘી ( સ્નેહ )થી પરિપૂર્ણ (વાટ રૂથી બનેલી વાટ ) ને આધારે અગ્નિથી પ્રકાશિત થયેલ આ દીપ અર્પું છું તો તેથી ઓપ્રભુ અમારા અંતર તેવા દીવામાટે સ્નેહ ( ઘી ) અને એક વૃત્તિ ( રૂનીવાટ ) દ્વારા જ્ઞાન દીપ સદા પ્રકાશિત રાખશો અને અજ્ઞાન રૂપ અંધકાર દૂર કરશો-૨૧

નૈવેદ્ય—હે દયાનિધિ હરનાથ સાકર અને ઘીથી પરિપકવ બનેલ નૈવેદ્ય આપ શ્રીને અર્પિએ છીએ તો આપ અમને જ્ઞાનામૃત ભોજન અર્પશો-૨૨

નૈવેદ્યાચમન—હે કુસૂમપતિ હરનાથ સર્વ સંતાપ હરનાર શ્રી યમુનાજી સમાન નિર્મળ જળ આપ શ્રીને ભોજન વખતના આચમનને માટે અર્પિએ છીએ તે આપ ગૃહણ કરી અંતરના સંતાપને દૂર કરશો-૨૩

દક્ષિણા—સુવર્ણ અને રૌપ્યમય પુષ્પ રૂપી (ફુલની પાંખડી રૂપ ) જે અલ્પ દક્ષિણા અમો અર્પિએ છીએ તે ગૃહણ કરી અમને દિવ્ય પરમ આનંદ અર્પશો-૨૪

तांबूलं—

कर्पूरैला लवंगानि तमाखुपत्रसंयुतम् ।
तांबूलं गृह्यतां देव हरनाथ नमोनमः ॥ २५ ॥

आरार्तिकं—

कर्पूरयुक्तं परमं प्रदीपं
ददामितं देव वरप्रसीद ।
मोहान्धकारं त्वरितं निवार्य
ज्ञानप्रदीपं प्रकटी करोतु ॥ २६ ॥

चांद्रं तेज महोत्वयि रविकरास्त्वय्येव संदृश्यते
अग्नेर्ज्योतिरपित्वयिप्रतिदिनं संदृश्यते हे हर
सर्वज्योतिमयं ह्यतस्तवविभो रूपं प्रकाशान्वितं
ध्वांतं नाशयतेन ह्यज्ञजनकं आरार्तिकं गृह्यतां ॥२७॥

प्रदक्षिणा—

अस्माकं यानि पापानि जन्मांतर कृतानि च ।
प्रदक्षिणपदेनैव तानि नाशय हे हर ॥ २८ ॥

તાંબુલ—હે હરનાથ કપૂર લવિંગ અને તમાકુ પત્રયુક્ત તાંબુલ ( પાન ) આપશ્રીને નિવેદન કરીએ છીએ તે સ્વીકારી અમારા મુખની દુર્ગંધી ( ખરાબ શબ્દો બોલવાની ને નિંદા કરવાની ટેવ ) દૂર કરી મુખમાં સુગંધી પસરાવશો–૨૫

આરતી—કપૂરથી તેજોમય પ્રકાશ પ્રગટ કરી તેની અર્તિ ઉતારીએ છીએ તોઆપ શ્રી અમારા અંતરમાં જ્ઞાન પ્રદીપ પ્રગટકરી મોહ રૂપ અંધકાર દૂર કરશો ૨૬

હે હરનાથ ચંદ્ર સૂર્ય અને અગ્નિમાં જે તેજ છે તે તમારૂંજ તેજ છે જેથી આપ સર્વ તેજોમય હોવાથી આપશ્રીને પુનઃ વિનતિ કરીને એજ જણાવવાનું કે એપરમ તેજ વડે સૂર્યાદિક જેમ જગતનો અંધકાર દૂર કરેછે તેમ આપશ્રી અમારો અજ્ઞાન રૂપ અંધકાર દૂર કરશો અને જ્ઞાનનો પ્રકાશ કરશો–૨૭

પ્રદક્ષિણા—હે હરનાથ અમારા આ જન્મનાં અને અન્ય જન્મનાં પણ જે કાંઈ પાપ હોય તે આપની પ્રદક્ષિણાને ડગલે નાશ કરશો–૨૮

# આરતી.

જય હરી હરનાથા પ્રભુ જય હરી હરનાથા
કુસુમ કુમારી સંયુત, અગણીત દુઃખ હરતા—જય. ટેક.

દીવ્ય તમારૂં રૂપ, જ્યોતિર્મય વ્યાપી
પ્રભુ જ્યોતિર્મય વ્યાપી
જળ હળ પ્રકાશ તેનો ( ૨ )
અમ ઉર દો થાપી—જય. ૧

અખંડ બ્રહ્મસ્વરૂપ, અગણીત ગુણસ્વામી
પ્રભુ અગણીત ગુણ સ્વામી
એ ગુણને આધીન થઇ ( ૨ )
નમીએ શીર નામી—જય ૨

મંગળ કર કરૂણા કર, પાવન જગ કર્તા
પ્રભુ પાવન જગ કર્તા
શરણાગત પાલક છો ( ૨ )
વિશ્વ ભર ભર્તા—જય. ૩

બ્રહ્મ સ્વરૂપી આપ, ગણી પૂજન કરીએ
પ્રભુ ગણી પૂજન કરીએ
અવગુણ પૂર્ણ અમારા ( ૨ )
તવ કરૂણાથી તરીએ—જય. ૪

અપરાધી સહુ બાળક, અમી દ્રષ્ટી જોશો
પ્રભુ અમી દ્રષ્ટી જોશો
દામોદર કરૂણામય ( ૨ )
ચરણ મહી લેશો—જય. ૫

## ॥ पुष्पांजलि ॥

यो देवैस्समुपास्यते जगपती राधापतिःसुंदरः
श्यामः श्री यमुनातटे विचरतो वेणुं मुहुर्वादयन्
गोपीनां हृदयेषुशंवितनुते भक्तान्सदारक्षते
सोयं श्री कुसुमप्रियासहहरः कृष्णस्वरूपोवतु ॥ २९ ॥

यो दिव्यस्वनमुत्तमं प्रगटयन्संमोहयन्वेणुना
सर्वं स्थावरजंगमानि युगपद्राधायुतो तोषयन्
वृंदारण्यभुवं च तत्रविचरन्योपालयत्युत्तमः
सोयं श्री कुसुमप्रिया सहहरः कृष्णस्वरूपोवतु ॥ ३० ॥

योब्रह्माशिवसर्वदेवमुनिभिर्दिव्यैस्तवैस्तूयते
सश्रीगोपसखायुतोवृजभुवि धेनून्सदापाल्यते
यो गोपैःपरिवेष्ठितश्चसमदृक् संभोजयन्भुज्यते
सोयं श्री कुसुमप्रियासहहरःकृष्णस्वरूपोवतु ॥३१॥

पत्रं पुष्पं फलं तोयं यन्मयाभक्तिभावतः ।
अर्पितं मेम तो देव हरनाथ प्रगृह्यतां ॥ ३२ ॥

## પુષ્પાંજલી.

જેને દેવતાઓ જગતના પતિ અને રાધાપતિ એ નામથી ઉપાસના કરે છે, જે શ્યામસુંદર શ્રીકૃષ્ણ ભગવાન શ્રી યમુનાને કિનારે મધુર વેણુનો નાદ કરી ગોપીઓના અંતરનું કલ્યાણ કરે છે અને ભાકતનું સદા રક્ષણ કરે છે તેજ શ્રીકૃષ્ણ ભગવાનરૂપ કુસુમ કુમારી સહિત શ્રીહરનાથજી અમારૂં સદા રક્ષણ કરો–૨૯

જે શ્રીકૃષ્ણ ભગવાન વેણુનાદથી દિવ્ય સ્વર ઉત્પન્ન કરી જગતને મોહ પમાડી સર્વ સ્થાવર જંગમ પ્રાણીને સંતુષ્ટ કરતા વૃંદાવનમાં ફરીને તે ભુમીને પાવન કરે છે તે શ્રીકૃષ્ણ સ્વરૂપ શ્રી કુસુમ કુમારી યુકત હરનાથજી અમારૂં સદા રક્ષણ કરશો–૩૦

જે શ્રીકૃષ્ણ ભગવાનની બ્રહ્મા શંકર વગેરે દેવ અને મુનીઓ દિવ્ય સ્તવનથી સ્તુતિ કરે છે તેજ શ્રી કૃષ્ણ પોતાના ગોવાળીઆ રૂપ સખા ( મિત્રો ) નીસાથે ગાઇઓનુ પાલન ( સેવા ) કરે છે તેમજ જે શ્રીકૃષ્ણ પ્રભુ કે જેની સમાન દ્રષ્ટી ( અભેદદષ્ટી ) છે તેશ્રીકૃષ્ણ ગોવાળીઆઓના મંડલમાં બેસી પોતે સૌને ખવડાવે છે અને સૌસાથે સોનું પોતે ભોજનકરે છે એ શ્રીકૃષ્ણ સ્વરૂપ શ્રીકુસુમ કુમારી સહિત શ્રીહરનાથજી અમારૂં સદા રક્ષણ કરો–૩૧

હે હરનાથ પત્ર પુષ્પ ફળ કે જળ જેકાંઇ અમોએ ભક્તિ ભાવથી અર્પણ કરેલ છે તે આપ પ્રેમથી સ્વીકારશો–૩૨

भावहीनं भक्तिहीनं मंत्रहीनं च पूजनम् ।
न्यूनंयत्परिपूर्णं च हरनाथकरोतुनः ॥ ३३ ॥

जगन्नाथं सदैकत्व मंत्रदमरिसूदनम् ।
दामोदरं च भक्तानां दामैर्बद्धंजनार्दनम् ॥ ३४ ॥

गोपालरूपिणं देवं कुसुमांग समान्वितम् ।
हरनाथं सदाभक्त्या प्रणमामिहिभक्तितः ॥ ३५ ॥

सर्व पापेषु संरक्षन् तारयस्व दयानिधे ।
प्रार्थनासह पुष्पाणि गृहाण हृदयंगम ॥ ३६ ॥



॥ इति मंत्रपुष्पांजलिः ॥

श्री हरनाथ षोडषोपचार पूजनं समाप्तं



योजक.

शास्त्री दामोदर कानजी.

ભાવ અને ભક્તીહીન ખામીવાળું અને મંત્રહીન જે કાંઇ અલ્પ બુદ્ધિથી અમોએ પૂજન કરેલ છે તેમાં જે કાંઇ ખામી હોય તે અમારી ખામી તમે પૂરી કરજો-૩૩

જગતના નાથ સર્વને વિશે સમાન ઐકય ભાવનાનો મંત્ર ( ઉપદેશ ) આપનાર કામ ક્રોધાદિક છ શત્રુઓના નાશકારક, ભકતોના પ્રેમની દોરીથી બંધાયેલ છે માટે દામોદર જેનું નામ છે એવા ગો ( ઇન્દ્રઓ ) ના પાલક શ્રીકૃષ્ણ રૂપ કુસુમ કુમારી સહિત શ્રીહરનાથ પ્રભુને ભક્તી પૂર્વક પ્રણામ કરૂં છું.-૩૪-૩૫.

હે દયાનિધિ હરનાથ પ્રભુ! સર્વ પાપોથી અમારૂ રક્ષણ કરી અમોને આપ તારશો. અને અમોએ અર્પેલાં પ્રાર્થનાસહિત પુષ્પો ( પુષ્પાંજલી ) આપ સ્વીકારશો. ૩૬



પુષ્પાંજલી સમાપ્ત.



ઇતિ શ્રી હરનાથ પૂજનવિધિ યોજક:—

**શાસ્ત્રી દામોદર કાનજી.**

ગાયકવાડ સરકારના ધર્મોપદેશક.

# પુષ્પાંજલી પછી

## સ્તુતિ

### વસંત તિલકાવૃત

કર્મો કર્યાં નથી પ્રભુ સમિપે જવાનાં
ને આચર્યાં નથી પ્રભુ સુખ સાધવાનાં
દૃષ્ટી દયામય કરી સહુ દુઃખ કાપો
ટાળો સદૈવ હરનાથ સમગ્ર પાપો— ૧

નિષ્કામ કર્મ કરવાં શુભ તેગણાય
જે નામના સ્મરણથી તવ ભક્તી થાય
ના મેં સ્મર્યાં કર્યું ન શુદ્ધ કર્યો બળાપો
ટાળો સદૈવ. હરનાથ સમગ્ર પાપો— ૨

ઇન્દ્રી અને મન કદી વશ જો કરાય
તો આંતરીક સઘળાં પણ પાપ જાય.

મેતો કશું નથી કર્યું બહુ થાય તાપો
ટાળો સદૈવ હરનાથ સમગ્ર પાપો— ૩

શ્રદ્ધા કદી ગુરૂતણા ચરણે રખાય,
તો કૃષ્ણનો હૃદયમાંહી પ્રકાશ થાય.
શ્રદ્ધાવિહીન બની પાપ કર્યાં અમાપો,
ટાળો સદૈવ હરનાથ સમગ્ર પાપો— ૪

મારા ન દોષ ગણશો ગણિ દીન દાસ
જાણી સ્વભક્ત ધરજો ચરણોની પાસ
દામોદર સ્તવનને ઉર માંહી થાપો
ટાળો સદૈવ હરનાથ સમગ્ર પાપો —૫



# श्री हरनाथाष्टकं

यो बर्हिपिच्छ मुकुट स्तवकोत्पलाब्ज
मालाधरः कनकवस्त्र धरो मुरारिः
योगोपमंडल गवां परिपालकोभूत्
सोयंहरः कुसुम कांतियुतो वताब्जः ॥ १ ॥

वृंदावनस्य च सदा वितनोतिकीर्तिं
योनंदयत्यखिल भक्तजनान् स्वनेन
गोविंदवेणु कलगीत त्रिमुग्धभावाः
सर्वे भवंति कुसुमेनयुतो वताब्जः ॥ २ ॥

राधापतिं हर मिवाद्य निरिक्ष्यदेवं
ज्ञानस्वरूपमुपदेश मयं ध्वनीं च
वेणु ध्वनिमिव विमोह मयं च शृत्वा
मुग्धा भवंति सकलाः सहरोवताब्जः ॥ ३ ॥

# શ્રી હરનાથાષ્ટમ.

---

જે શ્રીકૃષ્ણ ભગવાન મોર મુગટ ધારણ કરે છે પુષ્પના ગુચ્છા અને કમળની માળા ધારણ કરે છે પીળાં વસ્ત્ર ધારણ કરે છે અને ગાઇઓ અને ગોપાળ મંડળના રક્ષક બનેલ છે તેજ શ્રીકૃષ્ણ મુરારી રૂપ કુસુમ કુમારીના તેજયુક્ત હરનાથજી અમારૂં રક્ષણ કરો–૧

જે શ્રીકૃષ્ણ પ્રભુ હમેશાં શ્રીવૃંદાવનની કીર્તિ વધારે છે અને જે શ્રીકૃષ્ણ મુરલીના મધુર નાદથી ભક્ત જનોનો આનંદ પ્રગટ કરે છે અને તેજ નાદથી સર્વ મુગ્ધ ભાવવાન બને છે આ જગતને આનંદ અને મોહમય કરી બ્રહ્માનંદમય બનાવનાર શ્રીકૃષ્ણ સ્વરૂપ કુસુમ કુમારી યુકત હરનાથ અમારૂં રક્ષણ કરો–૨

અર્થાત શ્રીકૃષ્ણ ભગવાનની મુરલીનો નાદ જેમ જગતને મોહ પમાડે છે તેમ જે હરનાથ પ્રભુનો ઉપદેશમય (મુરલીનો નાદ) પૂર્ણ જ્ઞાનમય હોવાથી સર્વેને અત્યંત મોહક બને છે જેથી તેઓ શ્રીનો જ્ઞાનમય ઉપદેશ સાંભળી તમામ જાતિ મુગ્ધ બને છે આમ સર્વને પવિત્ર મોહ કરનાર હરનાથ અમારૂં રક્ષણ કરો–૩

शीतातपौ च किलप्रावृषिवर्षतिंद्रे
गोपालयंश्च सहते ऋतुभेददोषाः
गोपालयन्हरविभुश्च तथैव नित्यं
शीतातपादि सहते निज भृत्य हेतोः ॥ ४ ॥

इन्द्रे प्रकुप्यति च वर्षतिवारिधारान्
राधाधवोहि धृतवान् गिरिराजवर्य्यं
भक्तार्थ मेवसततं हरनाथवर्यः
दुःखोद्भवं गिरिवरं शिरसादृधार ॥ ५ ॥

कृष्णेनयानि वसनानि निजांगनानां
संहृत्य नीप मवरुह्य कृतोपदेशः
भेदप्रदानि वसनानि तथैवयुक्त्या
संहृत्यचैक्य मुपबोधतिपुष्पनाथः ॥ ६ ॥

कालीय मर्दन महो कृपयाविधाय
पीयूष दृष्टिभिरहो निजभृत्यवर्गान्
संजीवयन्यदुसुतः प्रकरोतिरक्षां
कालं विमर्द्य किल रक्षतिनैहरश्च ॥ ७ ॥

જેમ શ્રીકૃષ્ણ પ્રભુ વરસાદ ટાઢ અને સખત તડકો (ગરમી) વગેરે ઋતુના દોષો ગાયના પાલનની ખાતર સહન કરે તેમ શ્રીહરનાથ પ્રભુ પોતાના ભકતોની ઈન્દ્રીઓના પાલનની ખાતર (અવલે રસ્તે ન જવા દેવાની ખાતર) ઉપદેશ માટે અનેક સ્થળે જવા માટે ટાઢ તડકો વગેરે સહન કરે છે તે હરનાથ અમારૂં રક્ષણ કરો-૪

ઈન્દ્રે કોપ કરી જ્યારે જળની ધારાઓ વર્ષાવવા માંડી ત્યારે રાધાપતિ શ્રીકૃષ્ણ પ્રભુએ જેમ ગોવર્ધન પર્વત ધારણ કર્યો તેમ શ્રી હરનાથ મહારાજ પણ ભકતોનાં દુઃખ (પાપ) રૂપી ડુંગરને પોતાના મસ્તકપર ધારણ કરી ભકતોને પોતાની પાછળ સ્વસ્થતાથી ચાલ્યા આવવાનો ઉપદેશ કરે છે-૫

શ્રીકૃષ્ણ ભગવાને જેમ નિજ જન ગોપીઓનાં વસ્ત્રો હરિ લઈ વૃક્ષ ઉપર ચડી ઉચ્ચ શિખરપર પોતે બિરાજી તેજ ઉચ્ચ શિખર (ઉન્નતિનો માર્ગ) દર્શક પવિત્ર અભેદ ભાવ રૂપ જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો તેમજ શ્રી હરનાથ પ્રભુ પણ ભેદભાવ પ્રગટ કરે તેવાં વસ્ત્રો (અજ્ઞાન) ને યુકતીથી હરિ લઇ અભેદ ભાવ પ્રગટ કરે તેવો ઉપદેશ કરે છે-૬

શ્રીકૃષ્ણ ભગવાને જેમ કાલીય મર્દન કર્યું અને અમૃત દ્રષ્ટી કરી પોતાના સેવક વર્ગને સજીવન કરી તેઓનું રક્ષણ કર્યું જેમ શ્રીહરનાથ પણ નિજ ભકતોના કાળનું મર્દન કરી અમૃત દ્રષ્ટીથી તેનું રક્ષણ કરે છે-૭

धुःपूतनाग्रहमहो सहसानिपात्य
नाशं विधाय स्वजनान् सुखिनःकरोति
दृष्ट्वा तथैव सरूजान्निजभृत्यवर्गान्
हृत्वाहरश्च किल रक्षतिदुष्टरोगान् ॥ ८ ॥

योघासुरो विनिहतो हरिणायथैव
सर्वाण्यघानि हरते कुसुमप्रियश्च
दामोदरेण रचितां परमां स्तुतिं च
कंठेनिधाय सकलाः सुखिनो भवंतु ॥ ९ ॥

योजकः
शास्त्री दामोदर कानजी
गायकवाड सरकारना धर्मोपदेशक.

જેમ શ્રીકૃષ્ણ પ્રભુએ મોટા રોગરૂપ અને બાળનાશક ગ્રહરૂપી પૂતનાં રાક્ષસીનો પછાડીને નાશ કરી, પોતાના ભકતોને સુખી કર્યા. તેમ શ્રી હરનાથ પ્રભુ પોતાના ભકતોના રોગોનો નાશ કરી તેઓનું રક્ષણ કરે છે-૮

જેમ શ્રીકૃષ્ણ ભગવાને અઘાસુર નામના રાક્ષસને માર્યો તેમ શ્રીહરનાથ પ્રભુ ભકતોના સર્વ અઘ ( પાપો ) નો નાશ કરે છે. દામોદરે રચેલ આ હરનાથ મહારાજની સ્તુતિ કંઠે ધરી ( ગોખીને મોઢે કરીને ) હમેશાં પાઠ કરી સર્વ સુખી થાઓ એ અમારો આશીર્વાદ સર્વે ભક્ત જનોને છે.

રચનાર

**વૈદ્ય શાસ્ત્રી દામોદર કાનજી**

ગાયકવાડ સરકારના ધર્મોપદેશક.

